# સોમનાથનું શિવમન્દિર

લેખક:

જનાર્દન પ્રભાસ્કર

---

પ્રકાશક:

સાકરલાલ જટાશંકર આચાર્ય

શ્રી સોરઠી સોમનાથના પૂજારી

પ્રભાસપાટણ

# સોમનાથનું શિવમન્દિર

લેખક:

જનાર્દન પ્રભાસ્કર



પ્રકાશક:

સાકરલાલ જટાશંકર આચાર્ય

શ્રી સોરઠી સોમનાથના પૂજારી,

પ્રભાસપાટણ

૦-૨-૦

## પ્રસ્તાવના

---

सौराष्ट्रदेशे विशदेति रम्ये ।
ज्योतिर्मयं चंद्रकला वसंतम् ॥
भक्तिप्रदानाय कृपावतीर्णं ।
तं सोमनाथं शरणं प्रपद्ये ॥

થોડાં વર્ષપર 'ગુજરાતી' પત્રમાં એક ચર્ચાપત્ર આવેલું, તેમાં એક આરબી લેખકે, અહમદ ગિઝનીએ સોમનાથપર કરેલી સ્વારીની વિગતનું કેવું ખોટું વર્ણન લખેલું છે તે બતાવ્યું હતું. એ પુસ્તકમાં સોમનાથની માણસના જેવી મૂર્તિ હતી અને તેને હાથપગ વગેરે હતું એ બીનાને

બોટી પાડવાનો ચર્ચાપત્રીનો પ્રયત્ન હતો. આ તો પરદેશી લેખકની વાત થઇ; પરન્તુ હમણાં જ થોડા દિવસપર હું પ્રભાસપાટણ ગયો હતો, ત્યારે ત્યાંના એક સોંપરા તીર્થગોરને સહજ પ્રશ્ન પૂછ્યો કે, 'ધારો કે કોઇ ઇતિહાસપ્રિય યાત્રાળુ સોમનાથ વિષે ઇતિહાસ જાણવા માગે તો તમારી પાસે શાં સાધનો છે?' ત્યારે તેણે માત્ર કહ્યું કે 'ઇ. સ. ૧૦૨૪ માં મહમ્મદ ગિઝનીએ દેવળ ભાગી નાખ્યું.' એ શિવાય તે બીજું કંઇપણ વિશેષ કહી શકયો નહિ. પ્રભાસપાટણ જેવા તીર્થક્ષેત્રમાં પોતાનું બ્રાહ્મણત્વ સાચવવા એક સંસ્કૃત પાઠશાળા યે ન હોય ત્યાં ઇતિહાસની વાત શી?

આપણા ઇતિહાસો પણ નિશાળમાં આપણને માત્ર એકજ સ્વારીનું વર્ણન આપે છે: પરન્તુ ઇ. સ. ૧૦૨૪ ની મહમ્મદની સ્વારી પછી યે સોમનાથ પર બાજી ચાર ચાર સ્વારીઓ થઇ તેનું કયાંયે જરા પણ વર્ણન નથી!

આપણી અસ્મિતા જાળવનારો ઇતિહાસ આપણે જાણવો જ જોઇએ. મ્હને સ્મરણ છે કે, એક બંગાળી ગૃહસ્થ સોમનાથનાં જૂનાં મન્દિરમાં ગયો અને મધ્યભાગે જયાં એક ખાડો છે, ત્યાં દૂધનો અભિષેક કર્યો. આ દૃશ્ય જોઇ ખરેખર મને આનંદ

થયો; તેની એ ધર્મપ્રીતિ હતી, એ ઇતિહાસની અમૃતાક્ષરી હતી! આપણાં તીર્થસ્થાનો હિન્દુસ્થાનની એકતા જાળવી રહ્યાં છે, અને એની ભૌગોલિક રચના જ એવી છે કે મનુષ્ય આખી જીંદગીમાં એકવાર પણ એ બહાને આખા દેશનો પ્રવાસ કરે.

આપણા સાક્ષર શ્રી ગોવર્ધનરામે એક ઠેકાણે કહ્યું છે કે જે માણસ પચીસ વર્ષની ઉમ્મરે સુધારક હોય છે તે ચાળીસમે વર્ષે સંરક્ષક વિચારનો બને છે. અને એ સત્ય આપણે કવિ નર્મદાશંકરમાં અનુભવ્યું: પરન્તુ હું તો એટલે સુધી કહું છું કે પચીસમે વર્ષેજ જો સુધારક માણસ હિન્દની તીર્થયાત્રાઓ કરે તો તે અવશ્ય તે વર્ષેજ સંરક્ષક વિચારનો થઇ જાય!

જ્યોતિર્લિંગનાં મહાત્મ્યનો વિષય બાજુપર રાખીએ તો પણ સોમનાથનું પ્રાચીન મન્દિર આપણને પુષ્કળ પ્રકારે બુદ્ધિપર આણી શકે છે. છતાં આપણા લોકોનું ભયંકર નિર્જીવપણું, આપણા ધનિકો અને સત્તાપાત્રોની અજાગળ સ્થિતિ, તેમજ આપણા ધર્માચાર્યોની પરતંત્રતા, ઇત્યાદિ વાતોનો વિચાર કરીએ છીએ ત્યારે આપણું મન ત્રાસી જાય છે. સોમનાથનાં પ્રાચીન મન્દિરનું ખંડિયર જોઇને આપણામાં ચેતના જાગી ઉઠે છે! અને તેથીજ શકય

રીતે એ મન્દિર વિષે માહિતી મેળવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ' ભારતધર્મ ' નામના એક મરાઠી સામાહિકના ઇ. સ. ૧૯૦૪ના એક અંકમાંથી કેટલીક જરૂરી વિગત અત્રે ઉતારવામાં આવી છે. આ પુસ્તકનો થોડોક ભાગ ત્રણ ચારેક વર્ષપર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી બહાર પડતા 'બુદ્ધિપ્રકાશ' માસિકમાં આ જ નામથી મેં છપાવ્યો હતો અને આ તેનુંજ સંસ્કરણ છે.

આ પુસ્તકની પ્રસિદ્ધિ માટે મ્હારે ત્રણ જણાનો આભાર માનવો જોઇએ. પ્રથમ પેલા અજ્ઞાની તીર્થ-ગોરનો, કે જે ઇતિહાસનું અજ્ઞાન દર્શાવતાં શરમાયો નહિ ! અને હું પુસ્તક લખવા પ્રેરાયો; બીજો સોમ-નાથના હાલના પૂજારી શ્રીયુત સાકરલાલભાઇનો કે જેમણે પ્રકાશક થવા કબૂલ્યું અને ત્રીજો શ્રીયુત કૃષ્ણરાવ ત્રિંબક જોશી (અલીઆગવાળા) નો, જેમણે પુસ્તક લખતી વખતે કેટલીક સૂચનાઓ આપી.

ઉંડાચ, બીલીમોરા થઇ: તા. ૮ મી, જુલાઇ, '૨૫ — જનાર્દન પ્રભાસ્કર

૭

# સોમનાથનું શિવમન્દિર

હિન્દુસ્થાનમાં તીર્થક્ષેત્રો અનેક છે, તથાપિ તે પૈકી અત્યન્ત પૂજ્ય મનાયલાં જે કેટલાંક છે, તેમાં સોમનાથ સરખા ક્ષેત્રો ઘણાં નથી. દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું સોમનાથ એ એક જ્યોતિર્લિંગ છે. સ્કંદપુરાણમાં એ વિષે વિસ્તૃત વર્ણન આપવામાં આવેલું છે. હિન્દુસ્થાનના પશ્ચિમ ભાગમાં સૌરાષ્ટ્ર પ્રાન્ત હોઇ, તેનેજ પ્રસ્તુત કાઠિયાવાડ કહેવામાં આવે છે. આ પ્રાન્તમાં સોમનાથનું જ્યોતિર્લિંગ છે, તેથી એને સૌરાષ્ટ્રીય—સોરઠી એવું વિશેષણ લગાડવામાં આવ્યું છે. પ્રસિદ્ધ મહમ્મદ ગિઝનીએ હિન્દુસ્થાનપર જે બાર સ્વારીઓ કરી, તે પૈકી છેવટની સ્વારી તેણે સોમનાથપર કીધી. તે વખતે આ સોમનાથનું એટલું બધું વૈભવ હતું કે, એના પૂજારી બ્રાહ્મણો આશરે બે હજાર હતા; પાંચસો ગાન-નૃત્ય કરનાર સ્ત્રી પુરુષો હતાં; નોકરચાકરની સંખ્યા અપરિમિત હતી; ફક્ત વાળંદોજ ત્રણસો હતા એમ કહેવાય છે. અસ્તુ. હાથી, ઘોડા, ઉંટ ઇત્યાદિ વાહનો પણ અસંખ્ય હતાં. એક ઘંટ હતો, તે વગાડવા માટે

સોનાની સાંકળ જ બે મણ વજનની હતી. એક રત્નમંડિત સ્તંભ હોઈ, સુવર્ણ અને રૂપાની તો ગણત્રી જ ન્હોતી. રત્નના શૃંગાર પણ અનેક હતા. દેવભાંડાગાર વિસ્તૃત હતું. કેટલાકને મતે બે હજાર ગામો, આ દેવસ્થાનને જાગીર તરીકે મળ્યાં હતાં. આશરે એક માઇલ પરિધનું મન્દિર હોઇ તેમાં સાત અત્યન્ત મોટા ચોક હતા. ફરતાં ન્હાનાં મોટાં મન્દિરો હતાં. મન્દિરો ફરતો કોટ હોઇ, ત્યાં શસ્ત્રાસ્ત્રોથી સજ્જ સૈનિકો પણ હતા. એ શિવાય બહાર શહેરને પણ મોટો કોટ હતો. તેની બહાર ખાઈ ખોદવામાં આવી હતી અને તેમાં સમુદ્રનું પાણી છોડવામાં આવ્યું હતું. ત્યાં સોનાની ખાણો પણ હતી એમ કહેવામાં આવે છે.

**આ**વી રીતે આ સોમનાથનું મન્દિર એકાદ સાર્વભૌમ રાજાની સંપત્તિની જેમ ઉત્કર્ષમાં હતું. અર્થાત્ મહમ્મદ ગિઝની સરખાને તેના ઉપર સ્વારી કરવાનુ મન થાય એ સ્વાભાવિક હતું. અત્યાર સૂધી હિન્દુસ્થાનમાં હિન્દુ રાજાઓની સત્તા સારી હતી પરન્તુ તે હવે ધીમે ધીમે ઓસરવા માંડી હતી. ઈ૦ સ૦ ૧૦૨૪માં મહમદ ગિઝનીએ સોમનાથ પરે સ્વારી કીધી. તે વખતે પાટણનો સુબો કુમારપાળ હતો. એણે લડવાની શરૂઆત કીધી.

ત્રીજે દિવસે **અણહિલવાડનો** રાજા **ભીમ** પણ આવી મળ્યો અને ઘણી મદદ આપી. આ લડાઈ બહુજ ભયંકર થઇ. બન્ને પક્ષના હજારો યોદ્ધાઓ ધારાતીર્થે પડીને છેલ્લે **મહમ્મદની** જીત થઇ. તેણે **સોમનાથ** મન્દિરની ધૂળધાણી કીધી અને તમામ સંપત્તિ લૂટી ગયો. તેણે શિવલિંગના ત્રણ કટકા કર્યા, તેમાંથી **એક મક્કામાં**, બીજો **મદિનામાં** અને ત્રીજો **ગિઝનીમાં** રાખ્યો એમ કહેવાય છે. **મહમ્મદ** જ્યારે શિવલિંગ ભાંગવા તૈયાર થયો ત્યારે સોમનાથના પૂજારીઓએ શિવલિંગ ન ભાંગે તો માગે તેટલી સંપત્તિ આપવા જણાવ્યું, ત્યારે **મહમ્મદ** બોલ્યો કે 'હું મૂર્તિ વેચનારો નથી પણ ફોડનારો છું' એમ કહી શિવલિંગ ભાંગી નાખ્યું. વિશેષમાં તેણે એમ પણ જણાવ્યું કે જો હું શિવલિંગ નહિ ભાગૂં તો તે મ્હારા ધર્મવિરુદ્ધ થાય! કહેવાય છે કે અગાઉ કોઈ જોષીએ ભવિષ્ય ભાખ્યું હતું કે **સોમનાથનું** શિવલિંગ **મહમ્મદ ગિઝનીના** હાથથીજ ભાંગશે! અને તેમજ થયું! પછી **મહમ્મદે** પોતાનો સુબો **પાટણમાં** રાખ્યો, તેણે **ભીમરાજાની** તપાસ પણ કીધી હતી. થોડાજ દિવસ પછી **મહમ્મદ** સ્વદેશ જતો હતો, ત્યારે કચ્છના રણમાં તેનું ઘણુંખરૂં સૈન્ય અને વાહનો પાણી પાણી કરીને મરણ પામ્યાં, અને

ઘણી મુસ્કેલીથી તે સ્વદેશ પહોંચ્યો; તેથી તે હિન્દુ-સ્થાનપર પાછી સ્વારી કરી શક્યો નહિ. ૭ વર્ષ પછી મહમ્મદ મરણ પામ્યો.

**મ**હમ્મદ પછી **ભી**મરાજાએ ફરીથી **સો**મનાથ મન્દિરનો જીર્ણોદ્ધાર કર્યો. પુરાણમાં જણાવવામાં આવ્યું છે કે, આ મન્દિર પ્રથમ ચન્દ્રે સુવર્ણનું બાંધ્યું હતું; ત્યાર પછી રાવણે ચાંદીનું બાંધ્યુ, અને ત્યાર પછી કોઇએ ચન્દનનાં લાકડાંનું બાંધ્યું; એ સમ્બન્ધે ત્યાંના **ભ**દ્રકાલીનાં દેવળમાં એક શિલાલેખ છે તેમાં લખેલું છે. અર્વાચીન કાળમાં મહમ્મદે દેવાલયનો નાશ કર્યા પછી **ભી**મરાજાએ પાછી શિવલિંગની સ્થાપના કરીને ઇંટો અને લાકડાંથી મન્દિર બન્ધાવ્યુ. ત્યાર પછી સૌરાષ્ટ્રનો રાજા સિદ્ધરાજ થયો; તેના વખતમાં કંઇ વિશેષ ફેરફાર થયો નહિ. પછી કુમારપાળ રાજા થયો. એણે સોમનાથનુ પત્થરનું મન્દિર ઇ. સ. ૧૧૬૯ માં બન્ધાવ્યું. ઇ. સ. ૧૦૨૪ માં મહમ્મદ ગિઝનીએ મંદિરનો નાશ કીધા પછી કુમારપાળ રાજાએ આ મન્દિર બાંધ્યું એજ મંદિર હાલનું જીર્ણ મન્દિર હશે એમ લાગે છે. આ મન્દિરનો શિલાલેખ પ્રસ્તુત ભદ્રકાલી માતાના મન્દિરમાં છે. પછી અનુક્રમે અજયપાળ, બાલ મૂળરાજ અને બીજો **ભી**મ એ રાજાઓ થયા પછી

'વાઘેલા' વંશમાં આ પ્રદેશ ગયો. આ વાઘેલા વંશનો ગુજરાતનો છેલ્લો રાજા 'કરણ ઘેલો' થયો તેના વખતમાં ઇ. સ. ૧૨૯૮ માં દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીન ખુનીએ પોતાના ભાઇ અને સરદારને ગુજરાતપર મોકલ્યા. તે વખતે કરણ રાજા બાગલાણમાં ગયો. અને તેની રાણી કમલાદેવી શત્રુના હાથમાં સપડાઇ. ત્યાર પછી મુસલમાનોએ સોમનાથપર સ્વારી કરીને નવીન શિવલિંગનો નાશ કર્યો; અને ખંભાત લુંટયું. આ રીતે બીજીવાર સોમનાથ મન્દિરનો નાશ થયો. પરન્તુ પુનઃ લિંગ સ્થાપના કરવામાં આવી અને જૂનાગઢનો સુબો રા' મહીપાલ એણે ઇ૦ સ૦ ૧૩૧૦માં મન્દિરની દુરસ્તી કરાવી અને વ્યવસ્થા રાખી. તેનો છોકરો રા' ખેંગાર એણે ઇ૦ સ૦ ૧૩૨૫માં પાટણના મુસલમાન સુબાને કાઢી મૂકયો. તથાપિ ઇ૦ સ૦ ૧૩૯૧માં દિલ્લીના બાદશાહના ગુજરાતના સુબા જાફરખાને સોમનાથનો પાછો વિધ્વંસ કર્યો. ફરીથી મન્દિરની વ્યવસ્થા કરવામાં આવ્યા બાદ પણ, જાફરખાને મન્દિરને ઇ૦ સ૦ ૧૪૪૧માં નુકસાન. પૂગાડયું. છતાં ભારતીય પ્રજા મન્દિરની મરામત કરતી જ રહી હતી. છેલ્લે ૧૫૨૦ માં પાછી મુસલમાનોએ સોમનાથપર પાંચમી સ્વારી કીધી. તે સ્વારી કોણે કીધી એ માટે નિશ્ચિત ઇતિહાસ નથી.

બધી મળીને, આવી રીતે ઉપરાચાપરી **પાંચ સ્વારીઓ** થવાથી પ્રજા છેક ત્રાસી ગઇ. ઈશ્વરના મનમાં પ્રજાનો આધારસ્થંભ તોડવાનો છે કે શું એમ બધાંને લાગ્યું. તે વખતે હિન્દુ લોકોએ નિશ્ચક્ર અપવાસ શરૂ કર્યા; ત્યારે આગેવાનોને એક સરખો દૃષ્ટાંત ( Doctrine ) થયો કે ગામમાં **શાકલ્યેશ્વર** ( સાંકળેશ્વર ) કરીને શિવલિંગ છે, તેમાં મારી જ્યોતિ છે, તેથી તમે તેને જ સોમનાથ માનીને પૂજા કરો ! ત્યારથી એનું સોમનાથ નામ પડયું. આ મન્દિર ન્હાનું હતું અને ભોંયરામાં હતું, પરન્તુ શિવલિંગ મોટું હતુ, મન્દિર ઘણુંખરૂં જીર્ણ થયું હતું, બ્રાહ્મણોએ ત્હેની સાધારણ મરામત કરીને પૂજા અર્ચા ચાલૂ કીધી. પછી જૂના મન્દિરની સ્થિતિ અસ્તવ્યસ્ત થઇ ગઇ એમ ઇતિહાસપરથી જણાય છે. નવીન સોમનાથપર કંઇ પ્રસંગ આવ્યાનું જણાતું નથી. ઇ૦ સ૦ ૧૭૮૦થી મરાઠાઓનો પગપેસારો ગુજરાત –કાઠિયાવાડમાં થવાથી, સોમનાથનું સંરક્ષણ સાહજિક જ ઉત્તમ થયું. તેજ વખતમાં પ્રસિદ્ધ દાનશૂર ધાર્મિક મહારાણી અહલ્યાબાઇ હોળકર સોમનાથનાં દર્શને આવ્યાં. એમ કહેવામાં આવે છે કે, અહલ્યાબાઇ પોતાની રાજધાનીમાં હતાં ત્યારે ત્રણ વાર તેમને સ્વપ્ન–દૃષ્ટાન્ત આવ્યો કે સોરઠી સોમનાથનું મન્દિર સારૂં નથી; તે તૂં બંધાવ. એ ઉપરથી એણે

ગાયકવાડ સરકારને લખીને એ વિષે માહિતી મેળવી. પછી ઇ. સ. ૧૭૮૨ માં પોતાનો કારભારી મોકલીને સંવત્ ૧૮૩૯ ના વૈશાખ શુદ ૩ ને ગુરૂવારે પ્રસ્તુત અર્થાત્ નવીન માનેલા સોમનાથનું મન્દિર બાંધવાનું કામ શરૂં કર્યું; તે સંવત્ ૧૮૪૦ ના જેઠ મહિનામાં પૂરૂં થયું. તે વખતે પોતે શ્રીમતી અહલ્યાબાઇ ત્યાં આવ્યા હતાં. તેમણે દેવની પૂજાની વ્યવસ્થા ઉત્તમ રાખી. હજી પણ દર શિવરાત્રીએ ગંગોત્રીથી ગંગાની કાવડ અહીં આવે છે. ગાયકવાડ સરકાર મારફતે શ્રીમતી અહલ્યાબાઇએ આ મન્દિરની બધી વ્યવસ્થા કરી હતી એમ કહેવાય છે.

સુમારે ૧૬ મા સૈકાથી ૧૫૦ વર્ષ આ પ્રાન્તપર દિલ્લીના બાદશાહની હકૂમત હતી. પછી મરાઠાઓનો પ્રવેશ થવા લાગ્યો, તે વખતે સોમનાથ પાટણના એ પ્રાંતપર જૂદાજૂદા સૂબા હતા. ત્યાંથી ત્રણ માઇલપર વેરાવળ છે; ત્યાંનો મુસલમાન સુબો પણ એ પર ટાંપીલોજ હતો; પરન્તુ ઇ. સ. ૧૭૯૩ (સંવત્ ૧૮૯૪) ના અષાડ શુદ ૧૧ ની રાતે જૂનાગઢના નવાબના તાબામાં સોમનાથ પાટણ કાયમનું ગયું તે હજીપણ તેની પાંસેજ છે. એને સોમનાથ-પાટણ ( અર્થાત્ સોમનાથ પત્તન ) એ નામ હોવાથી સ્પષ્ટ થાય છે, કે પ્રાચીન કાળથી જ તે અત્યંત

મોટું શહેર હોવું જોઇએ. એને હાલ પ્રભાસપાટણ કહેવામાં આવે છે. પૂર્વે પણ આ ક્ષેત્રનું "પ્રભાસ" એજ નામ હતું. સોમનાથ એ યાંનો મુખ્ય દેવતા. તેથી કોઇ દેવતાના નામથી શહેરને ઓળખે છે. બાકી પુરાણ કાળમાં એને 'પ્રભાસ ક્ષેત્ર' કહેલું હોઇ, અર્વાચીન કાળમાં 'પ્રભાસપાટણ' એટલે પ્રભાસનું મોટું શહેર એમ કહેવામાં આવતું. હાલમાં એ ગામ નાનું છે. એમ થવાનું કારણ ઉપર જણાવેલા અનેક ભયંકર પ્રસંગો છે એ સ્પષ્ટ છે. આવા વિકટ પ્રસંગોમાં ગામનું નામ નિશાન પણ રહેવું મુસ્કેલ. પરન્તુ એ પુરાણ પ્રસિદ્ધ ક્ષેત્ર હોવાથીજ હજી સુધી આવી સ્થિતિમાં અને પ્રસિદ્ધિમાં છે; નહિ તો પાશ્ચિમાત્ય રોમસરખું એ પણ નામ શેષ થઇ જતે, એવી એનાપર ભયંકર આફ્તો આવી હતી. છેક છેલ્લો પ્રસંગ કહીએ તો ઇ. સ. ૧૮૯૩ માં હિન્દુ મુસલમાનોનાં હુલ્લડથી કેટલાક હિન્દુઓને જે મોક્ષ મળ્યો તે છે. પરન્તુ જૂનાગઢના નવાબ સાહેબે હવે પાકો બંદોબસ્ત કરેલો હોવાથી તુરત માટે બન્ને જાતિઓ સલાહ સંપથી રહે છે. નવાબ સાહેબના રાજ્યમાં હવે પછી પણ પક્ષપાત ન થતાં, ઉભય પ્રજાનું પુત્રવત્ પાલન થાઓ એમ અમે ઇચ્છિએ છિયે. તેમજ એક હિન્દુઓનું મન્દિર પ્રસ્તુત હુલ્લડ વખતથી હિન્દુઓને માટે બંધ રાખવામાં

આવ્યું છે તે પૂર્વવત્ ખુલ્લું મૂકાવી હિન્દુ જાતિ પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત કરવા નવાબ સાહેબને વિનંતિ છે.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ પ્રભાસપાટણ જૂનાગઢના તાબામાં જવા પહેલાંજ નવીન સોમનાથ મન્દિરનો જીર્ણોદ્ધાર શ્રીમતી અહલ્યાબાઇએ કર્યો હતો, તે વખતની થોડી મહત્વની હકીકત અહીં આપવી જરૂરી છે. આ મન્દિરમાં શિવલિંગ હતું; તે ઊંડું હોવાથી તે ઉપર ઉંચકવા માટે બાજુથી ખોદી જોયું, ખૂબ ઉંડે સુધી ખોદ્યું, પાણી સુધી ખોદ્યું પણ ઉંડાઇનો પત્તો લાગ્યો નહિ. તે વખતે દૃષ્ટાન્ત થયો કે, " આ લિંગને સામાન્ય સમજશો નહિ. મારૂં તેજોમય લિંગ છે, તેને કોઇ પણ રીતે ધક્કો લગાડશો નહિ. જેમ છે તેમજ રાખજો. " એ પ્રમાણે કરવામાં આવ્યું. તે લિંગ પહેલાં હતું તેમ પૂરી પાડવામાં આવ્યું; માત્ર એક હાથ ઉઘાડું રાખવામાં આવ્યું. અને ભોંયરામાં એની સ્થાપના કરીને નીચે જવાનો એક માર્ગ રાખવામાં આવ્યો છે, અને પરના ભાગમાં વસ્તી ન થાય એટલા ખાતર, એટલે જમીનની સપાટીપરના ભાગપર ' અહિલ્યેશ્વર ' નામનું બીજું શિવલિંગ સ્થાપવામાં આવ્યું છે, હાલનું સોમનાથનું લિંગ બહાર હાથ સવાહાથ ઉંચું છે અને

એનો ઘેર આસરે પાંચ ફૂટનો છે, લિંગ ઘણુંજ તેજસ્વી છે. પૂર્વની બાજૂએ નંદી, પશ્ચિમે પાર્વતીજીની મૂર્તિ, ઉત્તરે લક્ષ્મી, ગંગા અને સરસ્વતીની મૂર્તિઓ છે. મન્દિરની બાંધણી ઘણીજ મજબૂત છે અને ભવિષ્યમાં મન્દિરને સમારવું નપડે એટલા ખાતર બાંધતી વખતે પૂર્ણ ખબરદારી રાખવામાં આવીછે.

મહમ્મદ ગિઝનીએ આદ્ય સોમનાથ લિંગનો નાશ કર્યો, તે લિંગ આસરે પાંચ હાથ ઉંચું હોઇ, તેનો ઘેર ત્રણ હાથનો હતો. શિવાય તે કેવળ દેદિપ્યમાન રત્ન હતું, એવું ઇતિહાસમાં વર્ણન છે. તે એક પ્રકારનું મહાન રત્નછે, એમ કેવળ જડદષ્ટિથી અવલોકન કરનારને પણ લાગીને અત્યંત આશ્ચર્ય લાગવાનું કારણ થતું હતું. પ્રસ્તુત સ્થાને ગભારો (ગર્ભગૃહ) અને તેની સ્હામે ન્હાનો (તે વખતનો, પણ હાલના પ્રમાણમાં ઘણોજ મોટો) ચોક (સભામંડપ) ભાગેલી અવસ્થામાં છે. તથાપિ તે કામ જોઇને કોઇની પણ છાતી ફાટયા વગર રહેતી નથી. તે કારિગીરી, તે પત્થરો, અને તે રચના કેવળ અદ્વિતીય છે. કેટલાક પત્થરો અસ્તવ્યસ્થ પડેલાછે, તે પરનું કોતરકામ પણ અચંબો પમાડે એવું છે. મન્દિરની ફરતે વિસ્તીર્ણ આંગણું છે. આ મન્દિર છેક સમુદ્ર કાંઠે, ગામની બાજુમાં આવેલું છે. તેથી તે ઠેકાણે અત્યંત રમણીયતા કુદ-

રતીજ છે. આવું ઐતિહાસિક અને વખાણવા લાયક પરંતુ હૃદયદ્રાવક જીર્ણમન્દિર, શયન કરવાને પન્થે લાગેલું જોઇ, પારકા પણ સર્જન મનુષ્યને એને માટે દુઃખ થયા વિના રહેતું નથી. આ ઐતિહાસિક સ્થળ જોવા માટે યૂરોપ આદિ દેશોમાંના અનેક ઇતિહાસપ્રિય લોકો આવેછે. તો હિન્દુસ્થાનમાંના નવા-જૂના વિચારના સર્વ લોક આવે એમાં નવાઇ નથી ! લૉર્ડ હાર્ડિંજ હિન્દુસ્થાનના વૉઇસરાય પણ એકવાર સપત્ની આ સ્થળ જોવા આવ્યા હતા. એટલુંજ નહિપણ લૉર્ડ કર્ઝને પોતાના પુરાણ વસ્તુ સંશોધન(Archaeological) ખાતાં દ્વારા આ જૂના મન્દિરની પોતે મુલાકાત લઇ સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી હતી, અને નામદાર જૂનાગઢ દરબાર તરફ લખાણ કરી આસરે છ હજાર રૂપીઆથી મન્દિરની દુરસ્તી કરાવી હતી. લૉર્ડ કર્ઝન અન્ય રીતે પ્રજાને ભલે અપ્રિય હતા, પરન્તુ હિન્દમાં તેમણે સ્થાપેલું આ પુરાણ વસ્તુ સંશોધન ખાતું, આપણને અનેક રીતે પ્રાચીન ઐતિહાસિક સ્થળો અને વસ્તુઓનાં સંશોધન તેમજ સંરક્ષણ માટે અત્યંત ઉપયોગી છે, એમ કહેવું પડેછે અને એટલા ખાતર આપણે એમનો આભાર માનવો જોઇએ. જૂનાગઢ દરબાર તરફથી હાલ તુરત

માટે પાકો કોટ બાંધવામાં આવ્યો છે, એ સંતોષની વાત છે, પરન્તુ આવા ઐતિહાસિક, અદ્વિતીય પરમ પૂજ્ય અને રમણીય સ્થળનો કાલના ભક્ષ્યસ્થાને વ્યય થવા પહેલાં તેની યોગ્ય મરામત થતી રહે તોજ ધાર્મિક અને ઐતિહાસિક એ બન્ને રીતે એનું મહત્વ સચવાય એમ છે.

કેટલાકો તરફથી આ જૂના મન્દિરમાં પાછું લિંગ સ્થાપી પૂજા ચાલુ કરવાની સૂચના કરવામાં આવેછે, પરંતુ એમ થાય તો એક સાધારણ મન્દિર જેવી એની સ્થિતિ થઇને, એનું ઐતિહાસિક મહત્વ જતું રહે એવો આ લેખકનો અભિપ્રાય છે. માત્ર એનું ખંડિયરજ આપણી ભાવનાઓ જગાડવા પૂરતાંછે. એકવાર એ જૂનું મંદિર જોઇ આ લેખકના મુખ-માંથી નીચેના ઉદ્દગારો સહજ નીકળ્યા હતાઃ—

(૧)

સોમનાથ ! તુજ સૃજન જૂની
ભવ્યતા મહીં ના લેશ મણા,

ગભીર ગર્જને સિન્ધુ ગર્જતો
ગહનગીત હજી કીર્તિતણાં;
પ્રાચીન શિલ્પકલાનાં સ્મારક!
આર્યસંસ્કૃતિનાં એંધાણ,
ધર્મભાવના પુનઃ જગાવે
અચેત ઉરમાં આ તુજ સ્થાન!

(૨)

વિસ્મૃતિવશ થઈ ગયાં મન્દિરો
કાલપ્રભાવે અહા! કંઇ,
કરી અવગણના કાલતણી પણ
અડગ ઉભૂં તૂં હજી અહીં;
ગયું ખવાઈ પત્થરપરનું
હવાથકી તુજ કોતર કામ,
પણ ઈતિહાસ મહીં તો તારૂં
સુવર્ણ રેખાંકિત છે નામ!

(૩)

મુસલમાનના મારાથી તુજ
અખૂટ દ્રવ્ય છો ગયું હરાઇ,

છતાં હમારી ધર્મભાવના
કહો કદાપી થશે પરાઇ ?

ભલે શત્રુના શસ્ત્રપ્રહારે
થયો તુજ મૂર્તિનો ધ્વંસ,

અવિચલ સ્થાન હમારે હૈયે,
પામ્યો તુજ પ્રભુતાનો અંશ !



# સોરઠી સોમનાથ

( બુદ્ધિપ્રકાશ, જૂન, ૧૯૨૪ ના અંકમાંથી )

પ્રાણેશ્વરી ! નિરખ સોરઠી સોમનાથ,
સુણાવી'તી—સ્મરણ છે ઇતિહાસ ગાથ ?
તે ભવ્યમન્દિર તણાં પ્રિય ! જોની અસ્થિ,
જ્યોતિર્લિંગ પ્રભુની પ્રિય ! મૃત્યુગ્રસ્તિ. ૧
પાષાણમૂર્તિ, પણ ન, ખંડિત, ચિન્હમાન,
નેત્રો લાવે નિરખી કમ્પિત થાય ગાત્રઃ
આ પ્રાણના વિલયમાન જ મૂર્તિ કેરો,
આ આર્યસંસ્કૃતિતણો પ્રિય લેખ ઘેરો ! ૨
સંસ્કૃતિના અમીઝરા પ્રિય તે સુકાયા,
ને આર્યબાળ સ્તનપાન કરે પરાયાં :
સંસ્કૃતિનાં સ્થળસ્થળે પ્રિય કીર્તિશ્રૃંગ,
તેના શું આજ બદલાયલ છેક રંગ ?! ૩
શું કાળચક્ર ફર્યું ઉકેલ પડેલ ચીલા,
આ વિશ્વનાથ પ્રભુની તું ઉકેલ લીલાઃ

મન્દિર આ મનુરચિત વિલુપ્ત આજે,
કાલોદધિ મંહી ડુબાડયું તરંગરાજે. ૪
મન્દિર એક નવા ઘુમ્મટ ઘેર વાળું,
તારા જડયું અચળ એકજ મેં નિહાળ્યું:
ગંભીર ઘોષ કરતો સખી ! સિંધુરાજ,
આજે હજી કરી રહ્યો સ્તુતિના અવાજ ! ૫
હું ભક્તિના વિમલ અંશ ઉરે સીંચું છું,
આનંદ ઉર્મિ પ્રભુતાન મંહી ઝીંચું છું:
ચાલો સખી ! ઉદધિને ઉપકંઠ ઉભાં,
એ વિશ્વનાથ પ્રભુનાં જરી ધ્યાન ડૂબ્યાં ! ૬
સુણી ઘડીક રહિયે પ્રિય સિન્ધુગાન,
ભકિતસુધા થકી સખી છવરાય પ્રાણ:
લુંટે શું ભકિત ઉદધિ અહિં છોળ છોળે,
વૈમલ્ય એ ઉરવિચિ ચઢતી હિલોળે ! ૭
ચાલો સખી ! પુનિત આ કરીયે જ દૃષ્ટિ,
પીયૂષ લીંપી બનશે સખી ઉર સૃષ્ટિ:
આહ્લાદ સેર લુંટતાં અહિંથી જઈશું,
આ દિવ્ય અંશ ચિરકાલ સ્મૃતિ ભરીશું ! ૮

**કુસુમાકર**

# સોમનાથ ક્યાંથી જવાય ?



મુંબઈથી સોમનાથ જવાના બે રસ્તા છે. એક આગબોટથી વેરાવળ બંદરે ઉતરીને જવાય છે. વેરાવળથી પ્રભાસપાટણ ત્રણ માઈલપર છે. વેરાવળથી ઘોડાની ટ્રામમાં અગર ગાડીઓમાં જઈ શકાય છે. બીજો રેલ્વેથી જવાનો રસ્તો. મુંબઈથી બી. બી. એંડ સી. આઇ રેલ્વેમાં સુરત, વડોદરા, અમદાવાદ, વીરમગામ, વઢવાણ, થઈ વેરાવળ જવાય છે. વીરમગામમાં ગાડી બદલવી પડે છે. આગબોટ કરતાં આગગાડીનો ખર્ચ વધારે થાય છે, અને વખત પણ વધારે લાગે છે; પરંતુ જેઓને આગબોટમાં ફેર આવતા હોય તેમણે રેલ્વેમાં મુસાફરી કરવી.

સોમનાથની પાસેજ શ્રીકૃષ્ણ નિજધામે ગયાનું પવિત્ર સ્થાન અને બીજાં પ્રાચીન

દેવસ્થાનો દર્શનીય છે. પંદરેક માઈલપર પ્રાચી નામનું એક રમણીય સ્થાન છે. સોમનાથ જતાં જૂનાગઢ ઉતરી ગિરનાર પર્વત જોઈ શકાય છે, તેમજ સાથે સાથે સુદામાપુરી ( પોરબંદર ) અને દ્વારકાની યાત્રા કરી શકાય છે. સોમનાથના હાલના પૂજારી રા. સાકરલાલ જટાશંકર એક સારા ગૃહસ્થ છે, અને યાત્રાળુ અગાઉથી ખબર આપે તો તેઓ સારી વ્યવસ્થા રાખી શકે છે. વિશેષ માહિતી નીચેને શિરનામે પત્ર લખવાથી મળશેઃ–

સાકરલાલ જટાશંકર પૂજારી

સોમનાથ ખડકી,

**પ્રભાસપાટણ**

કાઠિયાવાડ.

# સ્નેહ સ્વરાજ્ય,

અથવા

## વ્હાલા હું ખાદી જ પ્હેરું

———:o:———

ખાદીનું મહત્વ દર્શાવતી ગાંધીયુગની એક ર

**કિંમત માત્ર બે આના**

**એક જ અભિપ્રાય વાંચો:—**

"શાંતા નામની બાળા પ્રથમ વિદેશી વસ્ત્રોના ભપકામાં મોહાંધ હતી, પણ પછી તેને યોગ્ય પતિ પ્રાપ્ત થતાં તેના વિચારમાં પરિવર્તન થયું ને ખાદીમાં ખાનદાની સમજવા લાગી. ઉક્ત વારતાનો આ સાર છે. નવરાશની વખતે વાંચવા જેવી છે."

**—સમાજજીવન. જૂન ૧૯૨**

લખો:—

**જનાર્દન પ્રભાસ્કરને**

**ઉંઢાય, બીલીમોરા**